सिखा ना सकी जो उम्र भर तमाम किताबें मुझे,
फिर करीब से कुछ चेहरे पढ़े और ना जाने कितने सबक सीख लिए।
જીવનભર જે મને પુસ્તકો શીખવી ના શક્યા,
કેટલાક ચહેરાઓને વાંચવાનું શરુ કરતા મને અસંખ્ય અનુભવ કરાવી દીધા.

ગાલિબની આ સુંદર કાવ્યકણિકા છે જે ઔપચારિક શિક્ષણ કરતાં માનવ અનુભવની શક્તિની વાત કરે છે.

ગાલિબ કહે છે અસંખ્ય પુસ્તકોની વિશાળ શ્રેણીનો અભ્યાસ કરવામાં મોટાભાગનું જીવન પૂરું કર્યું પણ જ્ઞાન પ્રાપ્તિ ના થઇ. જીવનના અમુક પાઠ એવા છે જે પુસ્તકો શીખવી શકતા નથી. એટલે મેં કેટલાક ચહેરાઓને નજીકથી વાંચવાનું શરુ કર્યું અને સાચું કહું તો ચહેરા વાંચવામાં મને અસંખ્ય પાઠ શીખવા મળ્યા. મને ત્યારે જ ખબર પડી કે માસુમ ચહેરાઓ કેટલા ઝેરીલા હોય છે, પ્રેમના આવરણ પાછળ કેવો તિરસ્કાર હોય છે, ધર્મના નામે કેવા ધતિંગ હોય છે, પ્રેમના નામે કેવી છેતરપિંડી હોય છે અને આ દુનિયામાં તમારું કોઈ નથી, આ દુનિયા સ્વાર્થી છે! ઢોંગી છે!

આ કાવ્યકણિકા એ વિચારને સુંદર રીતે રજુ કરે છે કે સાચા જીવન અંગેનું શિક્ષણ પુસ્તકો અને શૈક્ષણિક જ્ઞાનથી પણ વધુ આગળ છે. તે ભારપૂર્વક જણાવે છે કે વાસ્તવિક સમજ ઘણીવાર લોકોનો પરિચય કેળવવાથી અને તેમના વ્યવહારો અને તેમની દુષ્ટતાનો અનુભવ કરવાથી આવે છે, જે પુસ્તકો શીખવી શકતા નથી! માનવ ક્રિયાપ્રતિક્રિયા દ્વારા, જીવનના અમૂલ્ય પાઠ શીખી લીધા છે, જે કોઈપણ પાઠ્યપુસ્તકમાંથી શીખી શક્યા નથી.

- જયેશ નીલમ શાહ

मशरूफ रहने का अंदाज़ तुम्हें तनहा ना कर दे ग़ालिब ;
रिश्ते फुर्सत के नहीं तवज्जो के मोहताज़ होते हैं।

ઉર્દૂના જાણીતા કવિ ગાલિબનું આ સુંદર કાવ્યકણિકા છે. તેનો અર્થ થાય છે:

"તમારી વ્યસ્ત જીવનશૈલી તમને અલગ ના પાડી દે, ગાલિબ;
સંબંધોને ખાલી સમયની જરૂર નથી, તેમને ધ્યાનની જરૂર પણ છે."

"मशरूफ रहने का अंदाज़ आप तनहा ना कर दे ग़ालिब": આ પંક્તિ ગાલિબને (અથવા તમને) ચેતવણી આપે છે કે જ્યાં વ્યક્તિ સતત વ્યસ્ત રહે છે અને તેની પાસે પોતાના માટે અથવા અન્ય લોકો માટે વધુ સમય નથી એવી વ્યસ્ત જીવનશૈલીને એકલતા તરફ દોરી ના જવા દો. ગાલિબ વ્યક્તિગત જોડાણો પર આની નકારાત્મક અસર સામે ચેતવણી આપી રહ્યા છે.

"रिश्ते फुर्सत के नहीं तवज्जो के मोहताज़ थे": આ પંક્તિ એ વાત પર ભાર મૂકે છે કે સંબંધો ખાલી સમય પર નહીં, પરંતુ વ્યક્તિગત આદર, સન્માન અને કાળજીને કારણે ખીલે છે.  કવિ કહે છે કે જો કોઈની પાસે અન્યો માટે ઓછો  સમય હોય, તો પણ સાચી કાળજી અને ધ્યાન અર્થપૂર્ણ સંબંધોને પોષી શકે છે અને જાળવી શકે છે.

આ કાવ્યકણિકા આખરે વ્યસ્ત જીવન વચ્ચે પણ સંબંધોના જાળવવાના મહત્વ પર ભાર આપે છે અને સંબંધો  જાળવવા માટે સભાન પ્રયત્નોની જરૂરિયાત વિશે એક ખાસ  સંદેશ આપે છે.

- જયેશ નીલમ શાહ